डॉ. प्रद्युम्न भ. खाचर

# વાળા-રાજપૂત-
# કાઠીનો ઇતિહાસ

પ્રથમ પુસ્તીકા

[ટોડ રાજસ્થાન, રાસમાળા, રાજપુતાણા, સૌરાષ્ટ્રનો ઇતિહાસ, મહારાષ્ટ્ર વીર શિવાજીના પૂર્વજો, ગોરખ કુળ, આદિ .આધારભુત ઐતિહાસીક પૂસ્તકોનાં અવતરણો :]

: પ્રસિદ્ધકર્તા :

હરજીવન વ્યાસ

તંત્રી : "નવભારત" રાજકોટ

૧ લી આવૃત્તિ ::: પ્રત : ૫૦૧

કિંમત ૮ આના ફક્ત

મુદ્રણાલય :: 'લોહાણા હિતેચ્છુ પ્રેસ' રાજકોટ



બીલખાના દરબારશ્રી રાવતવાળા રામવાળા સાહેબ



બીલખાના ના. યુવરાજશ્રી જશવંતસિંહજી સાહેબ

151

ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર

## વાળા કાઠી રાજપૂતોના પૂર્વજો :

રાજપુત લોકોની છત્રીસ[૩૬] શાખા માનવામાં આવે છે તે પૈકી પરમાર લોકો સર્વેથી પહેલાં થયાનું કહેવાય છે.

સૌરાષ્ટ્ર દેશના ઇતિહાસ ભાગ ૧લો-પાનું ૩

કર્નલ ટોડ પણ કાઠી જાતિને રાજસ્થાની રાજપુત વિર જાતિનાં ૩૬ કુળો છે તે પૈકી કાઠી કુળનો પણ રાજપુત કુળમાં સમાવેશ થાય છે તેમ જણાવે છે.

રાજપુત જાતીનાં ૩૬ કુળ છે. તેનાં નામ નીચે પ્રમાણે છે,
**ટોડ રાજસ્થાન ભાગ ૧લો પરીશિષ્ઠ ૨જુ અધ્યાય ૭-પાનું ૬૫૬**

૧ ઇશ્વાકુ, કાકુન્સ્થ, વા સુર્યઃ ૨ ઇન્દુ, સોમ, ડોડ વા ચંદ્રાયાયઃ ૩ ગહીલોત વા ગેહિલોત વા ગહલોત, શાખા ૨૪ઃ ૪ યદુ શાખા ૪ઃ ૫ તંવર શાખા ૧૭ઃ ૬ રાઠોડ શાખા ૧૩ઃ ૭ કુરવાહ, વા કચ્છવા ૮ પરમાર શાખા ૩૫ઃ ૯ ચાહુમાન વા ચૌહાણ શાખા ૨૬ઃ ૧૦ ચાલુક્ય વા સોલંકી શાખા ૧૬ઃ ૧૧ પરિહાર શાખા ૧૨ઃ ૧૨ ચાવડા શાખા ૧ઃ ૧૩ ટાંકવા, તકશકઃ ૧૪ છુટવા જેટી [છાજાટ]ઃ ૧૫ હંન વા હુણઃ ૧૬ **કાઠીઃ** ૧૭ **બલ્લા વાળાઃ** ૧૮ ઝાલા ૨ઃ ૧૯ જેઠવા વા કામરીઃ ૨૦ ગોહિલઃ ૨૧ સરવૈયાઃ ૨૨ શિલોરઃ ૨૩ ડાબી [ડાભી]ઃ ૨૪ ગૌડ શાખા ૫ઃ ૨૫ બોડા વા ડોડઃ ૨૬ ગહેરવાડઃ ૨૭ બળગુજર શાખા ૩ઃ ૨૮ રોંગરઃ શાખા ૧ઃ ૨૯ શિકરવાળઃ શાખા ૧ઃ ૩૦ બૈસઃ શાખા ૧ઃ ૩૧ ડાટીઆઃ ૩૨ જોહીઆઃ ૩૩ મોહિલઃ ૩૪ નિકુંભઃ ૩૫ રાજપાલીઃ ૩૬ દાહિમાઃ સામાનઃ આ શિવાય હુલ અને ડાટિઆ નામના અન્ય પણ બે કુળ છે.

**બોમ્બે ગેઝેટયર પાનું ૧૩૦**

ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર

વાળા [રાજપુત] કાઠીનું કુળ ઘણું જુનું અને પ્રસિધ્ધ છે. મેવાડના સીસોદીયા, નેપાળના રાજ્યકર્તા ગુરખા, અને મહારાષ્ટ્ર ઉધ્ધારક વીર શિવાજીના પુર્વજો-સુર્યવંશી રાજપુત શાખાના હોવાનું ઇતિહાસકારો કહે છે. તેવીજ રીતે વાળા [રાજપુત] કાઠીઓ પણ સુર્યવંશી શાખામાંથી ઉતરી આવેલ છે. વાળા [રાજપુત] કાઠીનો

ઇતિહાસ સ્વતંત્ર અને અધારભુત એક ગ્રંથમાં સંકલિત કરવામાં આવ્યો નથી. જેથી ઇતિહાસથી અજાણ સામાન્ય જનતા વાળા [રાજપુત] કાઠીઓને બીજાની હરોલમાં મુકી તેમને રાજપુત હોવાનું માનતા નથી. પરંતુ ખરી રીતે વસ્તુ સ્થિતિ તદ્દન જુદી અને નિરાળી છે. વાળા [રાજપુત] કાઠીઓ મુળ સુર્યવંશી રાજપુત વંશના છે. તે હકીકત નીચેના પ્રામાણિક અને વિશ્વાસપાત્ર આધારોથી માલુમ પડે છે.

ઓન. ફાર્બસ કૃત રાસમાળા અથવા ગુજરાતનો ઇતિહાસ ભાગ-૨જો પાનું ૨૧

ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર

# રઘુકુળના વંશજ—કાઠીઓ

ઇતિહાસ કહે છે કે સુર્યવંશી મનુનો કુમાર ઇક્ષ્વાકુ કે જે મનુની સ્ત્રી રન્નાદેવીથી ઉત્પન્ન થયો હતો, તે અયોધ્યાનો પહેલો રાજા હતો. આ ઇક્ષ્વાકુ કુળમાં ઘણા નામાંકિત અને પ્રસિધ્ધ રાજાઓ થઇ ગયા છે, જેમાં ૫૭ મી પેઢીએ શ્રી. રામચન્દ્રજી થયાં. તે લંકાના રાજા રાવણ [કે જે બ્રાહ્મણ જાતિનો હતો] ઉપર હનુમાનજી [જેના વંશજો

આજે કાઠિયાવાડમાં પોરબંદરના રાજ્યકર્તા જેઠવા વંશના મહારાણા છે.] વગેરેની મદદથી તેમણે ચડાઇ કરી અને રાવણને જીત્યો, પોતાના યુધ્ધ ચાતુર્ય, દેવાંશી ઉત્તમોત્તમ ગુણો અને પરાક્રમથી લોકોમાં એટલો બધો પુજ્યભાવ કેળવ્યો કે તે અત્યારે પણ ઇશ્વર તરીકે પુજાય છે. શ્રી. રામચંદ્રજીના મોટા પુત્ર લવે અયોધ્યા છોડી પંજાબમાં રાવી નદીને કિનારે પોતાના નામથી લાહોર શહેર વસાવી ત્યાં રાજ્યગાદી સ્થાપીઃ લવ પછી તેની ૬૩ મી પેઢીએ કનકસેન, નામના રાજા થયા, તેણે લાહોરથી ગુજરાતમાં આવી પરમાર વંશના રાજા પાસેથી રાજ્ય ગાદી છીનવી વડનગર વસાવ્યું. અને ત્યાં પોતાની રાજ્ય ગાદી સ્થાપી. [ઇ. સ. ૧૪૪] કનકશેન પછી મહા મદનશેન, સુદેત અને વિજયસેન રાજ્ય ગાદીએ અનુક્રમે આવ્યા. આ વિજયસેનનું બીજું નામ સેનાપતિ ભટ્ટાર્ક હતું. ભાવનગરથી ૧૮ માઇલ છેટે આવેલ–હાલના વળા શહેર નજીક આવેલ વલભીપુરમાં વિજયસેને ગાદી સ્થાપી.

ટોડ રાજસ્થાન ભાગ ૧ પહેલો–પાનું ૫

ભેજા ભ. ખાચર

# પુરાતન વલ્લભીપુર

સુર્યવંશી મહારાજા કનકશેનથી આઠમી પેઢીએ વલ્લભીપુરમાં શિલાદિત્ય નામના રાજા ગાદી પર હતા. તેમના વખતમાં મલેચ્છોએ વલભીપુર પર આક્રમણ કરી તે શહેરને નષ્ટ કર્યું અને શિલાદિત્ય માર્યો ગયો. [ઇ. સ. પ૨૪] આ વખતે શિલાદિત્યની રાણી પુષ્પાવતી સગર્ભા હોવાથી જાત્રાએ ગઇ હતી. પરંતુ ત્યાંથી પાછી વળતાં રસ્તામાં શિલાદિત્ય

અ. ખાચર



મરાયાના અને વલભીપુરનો નાશ થયાના સમાચાર સાંભળી તેણીએ સતી થવાનો વિચાર કર્યો, પરંતુ તે સગર્ભા હોવાથી તેના શુભ ચિંતકોએ સલાહ આપી કે બાળકનો જન્મ થતાં સુધી તેણીએ સતી થવું નહીં. આ સલાહ માન્ય રાખી એક બ્રાહ્મણી બાઇ કમળાવતીની સાથે એક ગુફામાં તે રહી અને ગુફામાં જ પુત્રને જન્મ આપ્યો આ પુત્ર ગુફામાં પ્રસવ્યો, તેથી તેનું નામ ગોહો [ગોહ–ગોપ–ગૃહાદિત્ય] રાખવામાં આવ્યું. ગોહો બહાદુર, નીડર, અને તોફાની સ્વભાવનો હોઇ જંગલના ભીલના છોકરાઓ સાથે રમતાં, ખેલતાં શીખ્યો અને તે બધાનો સરદાર બન્યો. આ વખતે ઇડરમાં ભીલોનું રાજ્ય હતું, પરંતુ તે વખતનો રાજ્યકર્તા ઘણોજ જુલ્મી અને અપ્રિય રાજા હોવાથી બધા ભીલોએ નક્કી કર્યું કે ગોહોને પોતાનો રાજા બનાવવો, પરિણામે એક ભીલ યુવાને પોતાની આંગળી કાપી તુરતજ ગોહાને કપાળે રાજ્ય તિલક કર્યું; અને તેની સરદારી નીચે ઇડર પર આક્રમણ કરી ત્યાંના રાજાને કાઢી મુકી ગોહાને ઇડરની ગાદી ઉપર બેસાડયો. આ ગોહાના વંશજો 'ગહીલોત' અથવા 'ગીહલોત'ના ઉપનામથી ઓળખાવા લાગ્યા. ગોહા પછી તેની આઠ પેઢી સુધી ગીહલોતનું રાજ્ય ઇડરમાં રહ્યું, પરંતુ ભીલ લોકો પરશાસન સહી શક્યા નહી. તેમજ સ્વશાસન અને સ્વાતંત્ર્યની ભાવના તેમનામાં પુનઃ જાગૃત થઇ તેથી બધા ભીલોએ મલી ગીહલોત વંશના ગોહાથી આઠમી પેઢીએ થયેલ રાજા નાગાદિત્યને મારી નાખી ઇડરનું રાજ્ય ફરીથી હાથ કર્યું. આ નાગાદીત્યને ગોહાદીત્યનાં નામથી પણ કોઇ ગ્રંથકારો ઓળખાવે છે. નાગાદીત્ય મરાયો ત્યારે તેને એક ત્રણ વર્ષનો બાળકુમાર હતો. તેને લઇ તેની રાણી જંગલમાં ચાલી ગઇ અને ત્યાં કમળાવતીના વંશની કોઇ બાઇ હતી તેને આ નાના કુમા-



રને સોંપી નાગાદીત્યની સ્ત્રી પતિ પાછળ સતી થઇ. સતી થતી વખતે રાણીએ સદરહુ બ્રાહ્મણીને બાળકુમાર સોંપતાં વિનંતી કરી હતી કે કુમારને સંસ્કૃત શીખવવું તેમજ ક્ષત્રિયોચિત યુધ્ધ કેળવણી આપવી. ભાવિ કુમારનું નામ "બાપા" રાખવામાં આવ્યું અને "ભાંડેર"ના કિલ્લામાં 'બાપા'ને ગુપ્ત રીતે રાખવામાં આવ્યો હતો. "બાપા" બીજા ભીલ કુમારો સાથે ગોપ તરીકે ગાયો ચારવા જતો અને ભીલ કુમારો સાથે રહી યુધ્ધ વિષયક રમતો રમતો. એક દીવસ એવું બન્યું કે ભાંડેર નજીકનાં નાગેન્દ્ર નગરમાં એક સોલંકી રાજા રાજ્ય કરતો હતો. તેની કુંવરીએ ઝુલનો ઉત્સવ ઉજવવા માટે જ્યાં "બાપા" ગાયો ચારતો હતો તે સ્થળે બગીચામાં આવી. તેઓ ઝાડ સાથે ઝુલો બાંધી ઝુલન કરવા અભીલાષા ધરાવતી હતી. પરંતુ દોરડાના અભાવે હિંચકો બાંધવાનું અશકય થવાથી રાજકુમાર "બાપા" પાસે દોરડાની માગણી કુંવરીયોએ કરી. "બાપા" એ કહ્યું કે તે બધી જો તેને પરણે તો દોરડું લાવી આપે. તેમ કરવા બધીયોએ હા પાડી. જેથી "બાપા" એ દોરડું લાવી આપ્યું અને બધીઓએ સાથે ત્યાંજ લગ્ન કર્યા.

"બાલીય" અને "દેવ" નામના ભીલ શુભટો "બાપા" ના અંગત મીત્રો અને પટાવત હતા. આ બન્નેની સહાયથી બાપાએ ભીલોનું એક મોટું લશ્કર તૈયાર કર્યું.

સુર્યવંશી રાજવી બાપાને એક યોગીના સહવાસમાં આવવાનું બન્યું. તેથી યોગીએ તેના પર ઘણા પ્રસન્ન થઇ આશીર્વાદ સાથે દૈવી શસ્ત્રોથી બાપાને નવાજ્યો. આ બધાં સાધનો વડે મૌર્યવંશના પરમાર રાજા કે જેઓ બાપાના મામા થતા હતા, તેમનો પરાજય કરી તેની પાસેથી ચિત્તોડ [મેવાડ]નું રાજ્ય બાપાએ હસ્તગત કરી પોતે ચિત્તોડનો રાજા બન્યો [ઇ.સ. ૭૨૮] આ રીતે [મેવાડ]નો સર્વ-સત્તાધીસ બન્યા પછી તમામ સુભટો, રાજ્યકર્મચારીઓ અને

પ્રજાનીસંમતિથી **"હિન્દુ-સુર્ય"-"રાજગુરૂ"** અને ચક્રવર્તી, સાર્વભોમિત્વ, આ ત્રણ ઉપાધિઓ ધારણ કરી ત્યારથી બાપાએ **"ચક્રવર્તી બાપા રાવળ"**નું ઉપનામ ધારણ કર્યું. નાગેન્દ્ર નગરના સોલંકી રાજાની કુંવરીઓને પરણાવવાનો વિચાર તેના બાપે કર્યો ત્યારે બધી કુંવરીઓએ જાહેર કર્યું કે તે બધી બાપાને પરણી ચુકી છે. જેથી રાજાએ નિરૂપાયે તે બધીઓને બાપા સાથે પરણાવી દીધીઃ અનેક હિંદુ સ્ત્રીઓ ઉપરાંત બાપા રાવળ ઘણી મુસલમાન સ્ત્રીઓને પણ પરણ્યા હતા. બાપા રાવળને કુલ ૧૩૦ પુત્રો હતા, જેમાંથી ૯૮ પુત્રો હિન્દુ સ્ત્રીઓથી થયા હતા. આ પૈકી કેટલાક પુત્રો પોતાના પુર્વજોના મુળ દેશ સોરાષ્ટ્ર દેશમાં આવ્યા હતા.

ઉપર જણાવવામાં આવ્યું છે કે શિલાદિત્યના વખતમાં વલ્લભાપુર નષ્ટ થયું, તેની તારીખ ઇ.સ. ૫૨૪ માનવામાં આવે છે, બાપા રાવળે ચિતોડની ગાદી મેળવી ઇ.સ. ૭૨૮: આ પ્રમાણે ગિહલોત કુળના આધિપત્યનો આરંભ ઇ.સ. ૭૨૮ ના વર્ષથી થયો. આ સમયથી ૧૨૦૫ વર્ષ સુધી "ગિહલોત" રાજાઓ મેવાડનાં સિંહાસન ઉપર હતા. બાપાના વંશમાં અનેક રાજાઓ ઉ-તરોત-ર મેવાડની ગાંદી ઉપર આવ્યા. બાપા રાવળ પછી ત્રણસો વર્ષે સમરસિંહ નામના ગોહીલોત રાજા ગાદી પર આવ્યા. તેણે પૃથ્વીરાજ ચૌહાણને શહાબુદીન ઘોરી સામેની લડાઇમાં સને ૧૧૯૨ માં મોટા લશ્કર સહીત મદદ કરી હતી, સમરસિંહને ચાર કુંવરો હતા; જેમાં એક લડાઇમાં મરાયો, બીજાને બીડરની જાગીર મળી. ત્રીજાએ ગુરખાઓનો વંશ સ્થાપ્યો. કે જેનો વંશ નેપાળ દેશ પર અદ્યાપિ પર્યંત સ્વતંત્ર રાજ્ય ચલાવે છે, અને ચોથો પુત્ર કરણ બાળ વયનો હતો તેને ગાદી સોંપવામાં આવી.

**[ગોરખકુળ] ટોડ સન્યાય-પાનું ૪૯ રજપુતાણા પાનું ૧૯**

ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર

કરણે અમુક વર્ષ રાજ્ય કર્યું-અને ત્યાર પછી તે જ્યારે મરણ પામ્યો ત્યારે તેનો પુત્ર સાહુપ તેને મોસાળ હતો જેથી કરણનો જમાઇ કે જે ઝાલોરનો રાજા હતો, તેણે ચિતોડની ગાદી પચાવી પાડી અને પોતાના દિકરાને ગાદીએ બેસાડયો, આ ખબર કરણના ભત્રીજા રાહુપ કે જે સિંધમાં રાજ્ય કરતો હતો તેને ખબર પડતાં તે મોટું

લશ્કર લઇ આવ્યો. ઝાલોરવાળા કુંવરને હાંકી કાઢી પોતે ઇ. સ. ૧૨૧૧ માં મેવાડનો રાજા થયો, રાહપ ઘણોજ બહાદુર હતો એટલુંજ નહી પણ મુસલમાનોને ઘણી વખત હરાવી પાછા કાઢયા હતા. તેણે પોતાની મુળ શાખા "ઘેલોત કે ગિહલોત" હતી તે બદલી "સિસોદીયા" કરી અને "રાવળ"ની પદવીને બદલીને "રાણા" કરીઃ આ "રાણા"ની પદવી તેના વંશજો અદ્યાપિ પર્યંત ભોગવી રહયા છે.

ટોડ રાજસ્થાન ભાગ ૧ લો પાનું ૪૫

ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર

# સિસોદીઆ વંશની ઉત્પત્તિ

"સિસોદિયા" ઉપનામની ઉત્પતિ સિસોદ નામના નગરથી થયાનું જણાય છે. આ સિસોદ નગર મેવાડની પશ્ચિમે આવેલી પર્વત માળામાં આવેલું છે. કહેવાય છે કે મેવાડના કોઇ પદભ્રષ્ટ થયેલ રાજાએ દીર્ઘ સમય પર્યંત એક શશક [સસલા] પાછળ પડી ઉક્ત

સ્થળ આગળ તેનો વધ કર્યો હતો. તેના સ્મારક તરીકે તેણે તે સ્થળે શશદા [સિસોદા] નામનું નગર વસાવ્યું, અને આ સિસોદા નગરના નામ પરથી "ગિહલોત" ને બદલે "શિસોદિયા" એવી કુળ શાખા રાહપે પોતાના વંશની ચાલુ કરી.

રાણા રાહપ ૨૮ વર્ષ રાજ્ય કરી ઇ.સ. ૧૨૩૯ માં મરણ પામ્યા. ત્યારપછી ઇ.સ. ૧૨૩૯ થી ઇ.સ. ૧૨૭૫ સુધીમાં આઠ રાણા ગાદીએ આવ્યા. ઇ.સ. ૧૨૭૫ માં રાણા લક્ષ્મણસિંહ [કે જે મેવાડી લોકોની લોકભાષામાં રાણા લખમસી નામે ઓળખાયો છે] ગાદીએ આવ્યા. રાણા લક્ષ્મણસિંહ પછી તેનો કુંવર અજયસિંહ ગાદીએ આવ્યો. તેને મુંજ નામના દુશ્મન સાથે લડતમાં ઉતરવું પડયું હતું- પરંતુ રાણા અજયસિંહે તેને દરેક વખતે હરાવી કાઢી મુકયો હતો. અજયસિંહને બે પુત્રો હતા. તે બન્નેને અજયસિંહે કહ્યું કે તેના દુશ્મન મુંજને જે કુંવર મારી તેનું માથું વાઢી લાવે તે તેનો ખરો પુત્રઃ બન્નેમાંથી કોઇપણ કુંવરની હિંમત તેમ કરવા ચાલી નહી. પરન્તુ રાણાના ભત્રીજા હમીરે આ બીડું ઝડપ્યું અને મુંજનું માથું લાવી આપ્યું. આ ઉપરથી રાણાએ તેના બન્ને પુત્રોને ધિક્કારયુક્ત હલકાં વચનો કહયાં. આ તિરસ્કાર સહન ન થવાથી એક કુંવરે આપઘાત કર્યો અને બીજો કુંવર નાસીને ડુંગરપર જતો રહયો. તેના વંશમાં તેરમો પુરૂષ સજ્જનસિંહ થયો અને તે બીજાપુર ગયો. મોગલ પાદશાહની તેણે સારી સેવા બજાવી તેથી તે સેવાની કદર રૂપે તેના બદલામાં પાદશાહે ૮૪ ગામનું મોગલ પ્રગણું આપી તેને રાજાનો ખિતાબ આપ્યો. તેના વંશમાં મરાઠાનું રાજ્ય સ્થાપનાર મહારાષ્ટ્ર ઉધ્ધારક વીર શિવાજી થયા.

**મહારાષ્ટ્ર વીર શિવાજીના પુર્વજો, રજપુતાણા-પાનું ૨૨**

ૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર

# સૂર્યવંશી બાપાના વંશજ-એભલવાળા વળા-વલ્લભીપુર-તળાજામાં

ઉપર કહ્યું તેમ ચક્રવર્તી બાપા રાવળના અનેક પુત્રો પૈકી કેટલાક સૌરાષ્ટ્ર દેશમાં આવી રાજ્ય કરવા લાગ્યા હતાઃ તે પુત્રોના વંશમાં એભલ નામે પુત્ર થયો હતો. બાપા રાવળના પુત્રે મારવાડમાંથી આવી પ્રથમ વઢવાણમાં વાસ કર્યો. અને ફરીથી વલભીપુર હાથ કરી ત્યાં રાજ્યગાદી સ્થાપી. એ પછી ચમારડી જીતી લીધું. આ રીતે ફરીથી

રાજગાદી સ્થાપ્યા પછી વલ્લભીપુર તે "વળા" ના નામથી ઓળખાવા લાગ્યું. એ એભલ વાળા પછી શુરાજી અને તેની પછી એભલ રજો વળાની ગાદીપર આવ્યો. આ એભલે વળામાં તેમજ તળાજામાં બે સ્થળે પોતાની ગાદી રાખી હતી. આ એભલ બીજા વિષે ભાટ લોકો જણાવે છે કે.–તેના વખતમાં એક જૈન વાણીયાએ ઘણું અનાજ સંઘર્યું હતું. તેનો સારો ભાવ આવે તેટલા ખાતર કોઇ ગોરજી પાસે તેણે એક પાતાળ જંત્ર નામનાં જાદુઇ ઇલ્મથી માદળીયું કરાવ્યું અને તે એક કાળીયાર હરણને સીંગડે બાંધ્યું- આ હરણ જયાં જયાં ફર્યું ત્યાં ત્યાં લેશ માત્ર વરસાદ થયો નહિ; જેથી દુષ્કાળ પડયો. વાણીયાને અનાજનો ભાવ આકરો આવવા લાગ્યો અને લોકો દુકાળથી ગભરાઇ માળવે જતાં રહયાં. પરીણામે ઢોર ઢાંકર મરણ પામ્યાં. દેશ ઉજ્જડ થઇ ગયો ! એભલની મોટી ઘોડારમાં પણ માત્ર પાંચ સાત ઘોડાં બાકી રહયાં. જેથી એભલજીને ઘણું દુઃખ થયું. એક દહાડો કોઇ કઠીયારાએ આવી હરણની વાત કરી કહયું કે જયાં જયાં હરણ ફરે છે. ત્યાં ત્યાં સુકો દુકાળ પડે છે. તે ઉપરથી સદરહુ હરણને હાથ કરવા એભલ જંગલમાં ગયો. હરણને પકડી તેના શીંગડા ઉપરનું માદળીયું છોડી તેમાંનું જંત્ર વાંચતા માલમ પડયું કે જયાં સુધી સદરહુ જંત્ર પાણીમાં ભીંજાશે નહીં ત્યાં સુધી વરસાદ બીલકુલ થશે નહીં. આ ઉપરથી સદરહુ જંત્રને પાણીમાં બોળવામાં આવ્યું: પરીણામે ઘણોજ વરસાદ પડયો અને એટલું બધું તોફાન થયું કે માણસો હેરાન થઇ ગયાં. એભલ પણ આ વરસાદથી બેહોશ બન્યો હતો. પણ પોતાનો ઘોડો લઇ પાસેના ચારણનાં એક નેશમાં ગયો. નેશમાં માત્ર ચારણના બૈરાં હતાં, કારણ કે પુરૂષો બહાર ગામ ગયા હતા. સાંઇ નેહડી નામની ચારણીયાણીએ રાજાને શેક કર્યો તેમજ તેણે

ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર



ખુબ શરીર ચોળી આપી શુધ્ધીમાં આણ્યો. પરીણામે રાજાએ સાંઇ-નેહડીને વચન માગવા કહયું. જેના જવાબમાં સાંઇએ કહયું કે વખત આવ્યે વચન માગીશ, ત્યાર પછી રાજા વચન આપી તળાજા ગયો. પાછળથી સાંઇનો ધણી માળવેથી આવતાં આડોશી પાડોશી-ઓએ તેની આગળ સાંઇ હલકી પડે તેવી વાતો કરી. જેથી ચારણ ગુસ્સે થઇ ચારણીયાણીને વઢવા લાગ્યો. ત્યાર પછી સાંઇએ સુર્ય સામા ઉભા રહી કહયું કે [હે મ્હારાજ ! જો હું જુઠી હોઉં તો મને કોઢ નીકળજો; નહીં તો જુઠો આક્ષેપ મુકનારને નીકળજો.] આથી ચારણને કોઢ નીકળ્યો ! આ જોઇ સાંઇ ગભરાઇ ગઇ અને તળાજે એભલવાળા પાસે ગઇ. દરવાજા પાસે જઇ સાંઇએ કહેવરાવ્યું કે તુરતજ એભલ-વાળો પોતાના દીકરા અણાને રમાડતો હતો. તેને છોડી દઇ એકદમ સાંઇને લેવા આવ્યો. સાંઇએ તેને કહયું કે તેના ધણીને કોઢ નીકળ્યો છે, માટે બત્રીસ લક્ષણના માણસના લોહીમાં જો તેને નવરાવવામાં આવે તોજ તેનો કોઢ મટેઃ આવો બત્રીસ લક્ષણો એભલનો પુત્ર માત્ર એક અણોજ હતો. એટલે આ અણાને મારવાની માગણી થવાથી રાજા ઘણો દિલગીર થયો અને પોતાની રાણી પાસે જઇ વિગતવાર વાત કરી. તુરતજ તેની રાણી તથા અણાએ ઘણાજ ખુશી થઇ હા પાડી અને બોલ્યાં કે તેમ કરવાથી માને પેટે રત્ન જનમ્યું છે તેમ લોકોમાં ખ્યાતી પ્રસરસે. આમ કહી અણાનું માથું કાપી ગઢવીને તેના લોહીમાં નવરાવ્યો એટલે તેજ ક્ષણે ગઢવીનો કોઢ મટી ગયો. જોગમાયાનાં પ્રતાપે ગઢ-વીની સ્ત્રી અણાને સજીવન કરી શકી. ભાટ લોકો અદ્યાપી પર્યંત તેનાં નીચે પ્રમાણે વખાણ કરે છે.

### સોરઠો

**સોરઠ કરો વિચાર, એ વાળામાં કયો ભલો ?**
**શીરનો સોંપણહાર, કે વાઢણહાર વખાણીએ ?**

એભલ બીજા પછી વળાની ગાદી પર ત્રીજો એભલ થયો. આ વખતે શિહોરમાં તેમજ લાઠીમાં સેજકજી ગોહેલનો પુત્ર રાણાજી રાજ્ય કરતો હતો. એ એભલવાળાએ બ્રાહ્મણોને દુ:ખ દીધેલું હોવાથી તેનું વેર લેવા માટે રાણાજી ગોહીલે પાંચ હજાર મેર સાથે એભલવાળા પર ચડાઇ કરી. આ વખતે પોતાના નિત્ય નીયમ પ્રમાણે એભલ ઉગતા સુર્યની પુજા કરતો હતો. અને સુર્યનારાયણની પ્રાર્થના કરી કે જય મેળવીને પાછો ન ફરે ત્યાં સુધી સુર્યે ચલીત થવું નહી; છતાં પણ સુર્ય અસ્ત થયો. આ ઉપરથી એભલને સુર્યનારાયણ પર રોષ થયો. અને પરીણામે વલ્લભીપુરના ખંડેરોમાં એભલનો જે પાળીયો છે તે આજ સુધી પણ સુર્ય ઉગતાં પોતાનું મુખ પ્રશ્ચિમમાં ફેરવે છે અને આથમતી વખતે પુર્વમાં ફરી જાય છે. આ પ્રમાણે એભલ ત્રીજાને જીતી રાણાજી ગોહેલે પોતાની ગાદી ત્યાં સ્થાપી. જેના વંશજો અદ્યાપિ પર્યંત વળામાં રાજ્ય કરે છે.

એભલ સામે જીત મેળવી ગોહેલ રાણાજી વળાની ગાદીએ બેઠા પછી એભલના વંશજોએ ઢાંકમાં પોતાની ગાદી સ્થાપી. એભલનું રાજ્ય વળામાં હતું તેથી તેના વંશજો **વાળા રાજપુત** કહેવાયા. ઇ. સ. ૧૩૫૦ ના અરસામાં ઢાંકમાં વાળા રાજપુત ધાનવાળા રાજ્ય કરતો હતો. ધાનવાળાને ઉગો, જસ, નાગ, વણાર, કાનો, પાટવો, વાઘ, વેરાવલજી અને બાળવણ નામે નવ પુત્રો હતા. આ વાળા રાજપુતો ઉપર જણાવ્યા મુજબ કનકસેનના વખતથી એટલે ધાન વાળા ઢાંકમાં રાજ્ય કરતા હતા, ત્યારથી ૧૧૦૦ વર્ષ પહેલાં સૌરાષ્ટ્રમાં આવી રાજ્ય કરવા લાગ્યા હતા.

ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર



ઇ. સ. ના ચૌદમા સૈકામાં એટલે ઇ. સ. ૧૩૫૦ ના અરસામાં સિંધમાં દુષ્કાળ પડવાથી ત્યાંના કાઠી લોકો દુ:ખી થવા લાગ્યા. જેથી આશરે પાંચસો કાઠીઓ વિશળ [અથવા અમરા] પટગીર નામના કાઠીની સરદારી નીચે સિંધ છોડી કાઠીયાવાડ આવવા નિકળ્યા. કાઠીયાવાડમાં ઢાંક પાસે આવી તેઓએ મુકામ નાખ્યો. આ કાઠીઓ સાથે વિશળ [અમરા] પટગીરની દીકરી રૂપાંદેવી [અમરીબાઇ] હતી જે ઘણીજ મોહક લાવણ્યમયી અને સ્વરૂપવાન હતી. જેથી તેના પર ધાનવાળાનો દીકરો વેરાવલજી મોહિત થયો. અને તેના બાપ ધાનવાળા મારફત રૂપાંદેવી [અમરીબાઇ] ના હાથની માગણી કરી. વિશળ [અમરા] પટગીરે કહેવરાવ્યું કે ધાનવાળા અને તેના કુટુંબીજનો એટલે વાળા રાજપુતો કાઠી સાથે સહભોજન કરે અને તે વહેવાર હંમેશને માટે કાયમ રાખે, તો પોતે પોતાની દીકરી, વેરાવળજીને આપવા તૈયાર છે. વિશળ [અમરા] પટગીરે માન્યું કે આમ કરવાથી મોટા રાજ્ય સાથે સંબંધ બંધાય છે અને કાઠી લોકોને દુ:ખમાં મદદ કરે તેવો રાજા સગો થાય છે. તે સમયમાં અન્ય જ્ઞાતિની સાથે ભોજન વહેવાર કરવો કે લગ્નાદીથી સબંધ બાંધવો તે પ્રચલિત રિવાજ વિરૂધ્ધ ગણાતું, તેમજ મહાપાપ મનાતું, પરંતુ વેરાવળજીનાં અતિ આગ્રહને વશ થઇ ધાનવાળાએ વિશળ [અમરા] પટગીરની સહભોજનની માગણી મંજુર રાખી. જેથી રૂપાંદેવી [અમરીબાઇ]નાં લગ્ન વેરાવળજી સાથે ઇ. સ. ૧૩૫૦ માં થયાં.. આવી રીતે વાળા રાજપુતે કાઠી સાથે સહભોજન કર્યું અને તેની દીકરી સાથે લગ્ન કર્યાં. તેથી ધાનવાળો અને તેનાં વંશજો વાળા રાજપુતને બદલે વાળા [રાજપુત] કાઠી નામે ઓળખવા લાગ્યા. અને અધ્યાપિ પર્યંત તેઓ વાળા [રાજપુત] કાઠીના નામથી ઓળખાય છે. કેટલાકનું કહેવું છે કે ધાન-

વાળો પોતે રૂપાન્દેને પરણ્યો હતો. તેથી તેના ભાઇઓએ જ્ઞાતી બહાર મુક્યો હતો, રૂપાન્દે [અમરીબાઇ] થી ધાનવાળાને ત્રણ પુત્રો નામે **વાળા, ખાચર અને ખુમાણ, થયા હતા તે વેરાવળજીના વંશજો વાળા રજપુત કાઠી કહેવાય છે.**

**[સર્વસંગ્રહ–પાનું ૭૧]**

## ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર

વેરાવળજીને કાઠી પુત્રી રૂપાન્દે [અમરીબાઇ] થી જે સંતાનો થયા તેના વંશજ પણ વાળા [રાજપુત] કાઠીના નામથી ઓળખાય છે. વેરાવળજી ઉપર પ્રમાણે જ્ઞાતી બહાર થયા પછી તેના સસરા કાઠી વિશળ પટગીરની ઓથે સિંધમાં રહેવા ચાલ્યો ગયો. તેને કાઠી રાણીથી ત્રણ પુત્ર નામે વાળો [હરસુરવાળો], ખાચર, ખુમાણ એમ ત્રણ પુત્ર થયા. વેરાવળજીને રાજપુતોએ જ્ઞાતી બહાર મુકી અપમાન કર્યું હતું તે ડંખ તેના તેમજ તેના પુત્રોના મનમાં ઘણોજ સાલતો હતો અને પ્રસંગ આવ્યે રાજપુતો સામે વેર લેવાને તલપાપડ થઇ રહયા હતા.

**નર્મદાશંકર લાભશંકર કૃત**
**કાઠીયાવાડ સર્વસંગ્રહ–પાનું ૨૨૭**

## વાળા રાજપુતો ફરીથી કાઠીઆવાડમાં:

અમુક વર્ષો સિંધમાં રહી ખુબ લશ્કર . વેરાવળજીના દીકરા
વાળાજીએ એકઠું કર્યું અને મોટા લશ્કર સાથે તેના ભાઇઓ **આચર,**
**અને ખુમાણને** લઇ તે કાઠીયાવાડમાં રાજપુતો સાથે વેર લેવા ચઢી
આવ્યો પ્રથમ બાબરીયા રાજપુતો પાસેથી અમરેલી અને ચિતળ તથા
તેની આસપાસનો મુલક જીતી લઇ અમરેલી તથા ચિતળમાં થાણા

જંગલ
નાખ્યા. ત્યાંથી ઉત્તરમાં બાબરાથી તે દક્ષીણમાં ગીરના પશ્ચિમમાં
માહેનાં એલના ગામ સુધી અને પુર્વમાં ચિતળથી તે વાળાજીએ
બીલખા સુધી સઘળા મુલકો જીતી લઇ પોતાની આણ ગીરના
પ્રવર્તાવી. ભાદર નદીના દક્ષિણ કાંઠે આવેલું જેતપુર—ત્યાંથી હતાં.
જંગલમાં આવેલું મેંદરડા—એ વાળા રાજપુતોના મુખ્ય મથકો
ઉપરની હકિકતે વાળા [રાજપુત] કાઠીઓ વાળા રાજપુતની
શાખાના છે તેમ માલુમ પડે છે. આ વાળા રાજપુતનું રાજ્ય પ્રથમ
વલ્લભીપુરમાં ઇ. સ. ૫૨૮ સુધી હતું અને તે નષ્ટ થયા પછી
ફરીથી બાપા રાવળના પુત્ર સૌરાષ્ટ્રમાં આવ્યા અને વળાનું રાજ્ય
સ્થાપ્યું. વેસ્ટર્ન ઇન્ડીયા નામના પુસ્તક પ્રષ્ટ ૫૧, ૧૪૮, ૨૬૮ અને
ઉપર ની હકીકતથી જણાય છે કે, વાળા રાજપુતોના વંશજો વલ્લભી-
પુર—વળામાં રાજ્ય સ્થાપી રહયા હતા. કનકશેને પણ સૌરાષ્ટ્રમાં
આવીને ઢાંકમાં પોતાનું રહેઠાણ કર્યું હતું તેમ જાણવા મળે છે.
આ શહેર પ્રાચિનકાળમાં મુગરીપટન કહેવાતું હતું. ઉપરાંત બાળક્ષેત્ર
[હાલનું ભાલ] રાજ્યની જીત કરી લીધા પછી તેનાં વંશે બાળ
રાજપુતનું પદ ધારણ કર્યું હતું. તેથી પણ બાળ—બાળા—વાળા શબ્દ
રાજપુત સાથે સંકળાઇ વાળા રાજપુત કહેવાયા હોય તેમ માની
શકાય છે.

કર્નલ ટાડ કહે છે કે વાળા લોકો બેશક જુની વલ્લભીની
જાતના છે.

**સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ-ભગવાનજી કૃત-પાનું ૫૯**

## પૂરાતન વલ્લભીના સ્થાપક કાઠીઓ:

વલ્લભીપુરના રાજાઓની ઓલ્લાદમાંથી પોતાને ઉત્પન થયેલ માનનારા ["ગેહલોટી" કે "ગિહલોટી" અને વાળા [રાજપુત કાઠી] એ બન્ને સુર્યનો મહીમા માને છે અને સુર્યના ઉપાશક છે. વાળા [રાજપુત] કાઠી વલ્લભીપુરના રાજાઓની જાતી અને ઓલાદના છે. તેના વિષે બીજાં પણ ઘણાં પ્રમાણો છે. વલ્લભાનગરના રાજાઓમાં



જેમ શીલાદિત્ય થયો છે. તેમ વાળાના ભાટ લોકો વાળા રાજાના લીસ્ટમાં જુના વખતમાં એક શિલાદીત્ય નામે રાજા થયો હતો તેમ જણાવે છે. એ બન્નેનાં વૃતાંતમાં ઢાંક તેમની જુની જગ્યા હતી તેમ પણ બતાવવામાં આવ્યું છે. વલ્લભી, વળા, વાળા, બાલક્ષેત્ર [ભાળ] એ શબ્દો એક બીજા સાથે અત્યંત સંબંધ ધરાવતા જણાય છે કે વલ્લભીના વાળા અને ઢાંકના વાળા રાજપુત [કાઠી] તે એકજ વંશના અને એકજ છે તેમ પણ નકકી જણાય છે. પરિણામે વાળા લોકો [વાળા રાજપુત કાઠી] વલ્લભીપુરના રાજાઓની જાતિ અને ઓલાદનાં છે તે વિષે કાંઇ પણ શંકા રહેતી નથી.

**ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર**

સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ-ભાગ૧-પાનું ૬૦, ભગવાનલાલ સંપતરામ કૃત

**ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર**

ઢાંકના ધાનવાળાના વંશનો વિસ્તાર નીચે મુજબ આગળ વધ્યો.

[૧] એભલવાળા [વળા–તળાજા રાજગાદી કરી.]

|

[૨] સુરાજી

|

[૩] એભલ ૨ જો. [અણાનો બત્રીસો ચડાવી ગઢવીનો કોઢ મટાડયો]

|



[૪ અણો

|

[૫] એભલ ૩ જો. [ જેને રાણાજી ગોહીલે હરાવી વળાનું રાજ્ય લઇ લીધું]

|

[૬] શેલાઇત

|

[૭] ધાનવાળા [ઢાંકના રાજકર્તા]

|

[૮] ઉગો | જસ | નાગ | વણાર | પાટવો | વાઘ | વેરાવલજી

(વેરાવલજી)

|

[૯] **વાળાજી** | **ખાચર** | **ખુમાણ**

(વાળાજી)

|

[૧૦] જેસુર ૧ લો. [૧૧] આલગ [૧૨] નાગશી પહેલો [૧૩] આલણી અથવા આલો [૧૪] વિક્રમશી [૧૫] આલો ૨ જો [૧૬] નાગસી બીજો [૧૭] આલણ [૧૮] પાનો [૧૯] જેસુર ૨ જો [૨૦] ભાયો ૧ લો [૨૧] વીસો [૨૨] દેવાવાળો [૨૩] કુંપાવાળો [૨૪] દેશાવાળો [૨૫] નાજવાળો

|

[૨૬] **વીરો [વીરાણી શાખા** | **જૈતા [જૈતાણી શાખા]**

(વીરો)

|

[૨૭] કુંપાવાળો | કાંથડવાળા | ઓઘડવાળો [બીલખા મેળવ્યું]




**યુવરાજ શ્રી. જશવંતસિંહજી**

ધાનવાળાના દીકરા ઉગાવાળાના વંશજો ઝાંઝમેર અને ભાદ્રોડમાં છે. જસવાળાનાં વારસોજ લકશવાળા કહેવાયા છે. નાગવાળાનાં વંશજોમાં ચાંપરાજવાળા થયા. તેથી



તે ચાંપા પાંખી કહેવાય છે. વણારજીના ઢાંકીશા અને ખરશીવાળા થયા. તે પ્રમાણે બીજાના પણ થયા. બંને વેરાવળજીના વાળાજી, ખાચર અને ખુમાણ એમ ત્રણ દીકરા થયા. કેટલાક કહે છે કે વાળાજી તે ચાંપરાજજીના ભાઇ હતા. તે હકીકત બીજા પ્રમાણીય-સાધનો જોતાં સત્ય લાગતી નથી–પરંતુ ચાંપરાજજી નામ વાળાના વંશજ હોવા જોઇએ તેમ જણાય છે.

ચાંપરાજજી વિષે કહેવાય છે કે તેને એક ઘણીજ ખુબસુરત કુંવરી હતી. તેનું માગું દીલ્હીના પાદશાહ ફીરોઝખાનના સેનાધિપતીએ નાખ્યું, પરન્તુ તે મુસલમાન હોવાથી તેની સાથે દીકરી પરણાવવી તે વાળા લોકો લાંછન સમજતા. જેથી તેણે તેણીને મારી નાખી અને પોતાનું માથું કાપી શિવની વેદી ઉપર મુકયું અને ધડથી લડવા લાગ્યો. લડતાં લડતાં લાઠી સુધી મુસલમાન લશ્કરને હાંકી કાઢયું જ્યાં તેનું ધડ બહુજ ઘવાયાથી પડયું. આજ પણ આ ચાંપરાજવાળાની યાદગીરીમાં જેતપુરમાં ચાંપરાજબારી છે.

વેરાવળજીનાં વંશજો શાખાયત કહેવાય છે. કારણ કે તે વાળા રાજપુતના અમીર કુળના વંશજો છે. જ્યારે કાઠી લોકો અવરતીયા કહેવાય છે. એટલે વાળા રાજપુત કાઠી તે અવરતીયા કાઠીથી તદ્દન જુદા અને નિરાળા છે તેમ પણ નિઃસંસય રીતે જણાય છે.

ફોર્બસ રાસમાળામાં પણ જણાવ્યું છે કે ઢાંકના રાજા અને તેની સ્ત્રી રૂપાદેવી (અમરીબાઇ)ના વંશના વાળા રાજપુતો અને કાઠી ઘરડેરા કહેવાય છે. જેથી બીજા કાઠીઓથી વાળાઓ જુદા પડે છે.

વાળા (રાજપુત) કાઠી કે જે શાખાયત કહેવાય છે તે અમીર વંશના છે અને તેઓ વાળા રાજપુત કે જેની ઓલાદ આજે પણ કાઠિયાવાડ માંહેના ગોંડલ રાજ્યમાં ઢાંકમાં ગિરાસ ભોગવે છે. તેના

સગોત્રીઓ છે જ્યારે અવરતીયા કાઠીઓ રાજપુત નહિ પણ કાઠી છે.

**બીલખા, વડીયા, થાણાદેવડી, જેતપુર, જસદણ આદી રાજ્યોના રાજ્યકર્તા વાળા રાજપુતની જાતિ અને ઓલાદના છે તેમ નિઃસંશય રીતે ઉપરની હકીકતથી સાબિત થાય છે તેટલુંજ નહિ પણ મેવાડના સિસોદીયા રાજ્યકર્તા, નેપાળના રાજ્યકર્તા ગુરખા રાજા અને મહારાષ્ટ્રના વીર શિવાજીના સગોત્રી અને ઇક્ષ્વાકુ કુળના સુર્યવંશી રાજપુત વંશના છે તેમ પણ માલુમ પડે છે.**

વાળા રાજપુત વેરાવળજીને કાઠી સ્ત્રીથી ત્રણ પુત્રો હતા. જેમાં વાળાજીના વાળા વંશજો માટે ઉપર કહેવામાં આવ્યું છે. આ વંશમાં વીરાવાળા નામના એક પુરૂષ હતા. જેણે જુનાગઢના નવાબ બહાદુરખાનને અનેક વખતે મદદ કરેલી હોવાથી તેની મંજુરીથી જેતપુરનો કિલ્લો બાંધી ત્યાં તેમણે રાજ્ય ચલાવવું શરૂ કર્યું. આ બદલ જુનાગઢને દર વર્ષે ખંડણી તથા એક ઘોડો આપવાનું કબુલ કર્યું. આજે વાળા રાજપુત કાઠી રાજ્યકર્તાઓ જુનાગઢને ખંડણી ભરે છે પરન્તુ ઘોડો આપવાનું ઘણા વખતથી બંધ થયાનું જણાય છે. વીરાવાળાના અમલ નીચે જેતપુર, બીલખા, ચિતળ, મેંદરડા, બરવાળા, પીઠડીયા, થાણાદેવળી, બગસરા, આદિ અનેક ગામો હતાં, પરંતુ આ લોકોમાં ભાઇએ ભાગ પાડવાનો રિવાજ હોવાથી નાનાં નાનાં ઘણાં રાજ્યો થવા લાગ્યાં; આવી રીતે મોટાં રાજ્ય ભાઇએ ભાગની વેંચણી થઇ છિન્નભિન્ન થતાં હોવાથી રાજ્યના ટુકડા અને તેના ટુકડા થવા લાગ્યાં; અને રાજકીય દ્રષ્ટિએ પણ તે વ્યાજબી ન જણાતાં સં. ૧૯૮૦ થી લગભગ બધા વાળા રાજપુત કાઠી રાજ્યમાં

૫૬
૧૯૨૪

# કાઠી ઈતિહાસ અને સંસ્કૃતિ



ભાયાવાળા
બગસરા



આલાખાચર
જસદાણ





રાવતવાળા
બિલખા



નાજાવાળા
બિલખા

લેખક :- પ્રદ્યુમ્નકુમાર ભગુભાઈ ખાચર

હરિ હરખિયા કાઠીને જોઈ, કહે કાઠી જેવા નહીં કોઈ,
કાઠી માયાળુ ને શૂરા, પ્રેમભક્તિ વિશે પૂરા.

# સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારોનું પ્રદાન



ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર





# સૌરાષ્ટ્રનો ગૌરવવંતો ઇતિહાસ




લેખક

ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર





# ઈતિહાસ એટલે ?




પ્રદ્યુમ્ન ભ. ખાચર

# સોરઠ સરકાર

## નવાબ મહાબતખાનજી



લેખક

ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર

# સોરઠની વિદ્યાપીઠ બહાઉદ્દીન કોલેજ







લેખક : પ્રા. પ્રદ્યુમ્ન ભ. ખાચર

# કાઠીયાવાડ ના રાજવીઓ



પ્ર. ભ. ખાચર
પી. આર. મારૂ

# પ્રાચીન ભારતના વિદેશીયાત્રી



: લેખક :

પ્રા. પ્રદ્યુમ્ન બી. ખાચર



સૌરાષ્ટ્ર યુનિવર્સિટી
રાજકોટ

# ક્રૂર ઘોરીની લડાઈ



: લેખક :

પ્રા.પ્રદ્યુમ્ન બી. ખાચર

પ્રાચીન-અર્વાચીન જૂનાગઢનો સચિત્ર ઈતિહાસ

# તસવીરોમાં જૂનાગઢ




ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર
ડૉ. ધીરૂભાઈ પી. વાળા

# સૌરાષ્ટ્ર-ગુજરાત ના શાસકોની વંશાવળીઓ

: સંયોજક :
પ્રા. પ્રદ્યુમ્ન. ભ. ખાચર

**પ્રકાશક**
સૌરાષ્ટ્ર કચ્છ ઇતિહાસ પરિષદ
જૂનાગઢ.

